# प्रार्थनावळी.

छपावी प्रसिद्ध करनार,

श्री अमदावाद जैनधर्म प्रवर्तक सभा.

श्लोक.

तुभ्यंनमस्त्रिभुवनार्त्तिहरायनाथ
तुभ्यनेमः क्षितितलामलभूषणाय
तुभ्यंनमस्त्रिजगतःपरमेश्वराय
तुभ्यंनमोजिन भवोदधिशोषणाय. ॥१॥

अमदावाद

आर्योदय प्रेसमां छापी.

સંવત્ ૧૯૪૧—સન ૧૮૮૫.

કિમત એક આનો.

२४५३

# प्रार्थनावली.

श्री जैन धर्मोजयति.

ॐ श्री परमदेव परमात्मा, ॐकाररूप करूणा सागर, कृपानिधान, द्वादश गुणविराजमान, अष्टादश दोष रहित, शान्तराग रूचिमय, केवलज्ञान दिवाकर, नरेंद्रदेवेंद्रवंदित जगदीश, अरिहंत भगवानने अमारो सम्यक्ज्ञान पूर्वक नमस्कार थाओ.

हे परम कृपाळ जगद्बंधु परमात्मा आप अनंत ज्ञानादिक गुणे करिसाहितछो. भव्यप्राणि रूप कमळ अज्ञान अंधकारमां बिडाइ गयेलाने विकस्वर करवाने सूर्य समानछो. संसारमां बुडता प्राणिने तारवाने झाझ समानछो. संसार अटविमां:परिभ्रमण करनार अम सरखा प्राणीने तारवाने आप सार्थवाह तुल्य छो. सत्य असत्य, नित्य अनित्य, धर्म अधर्म मार्ग कुमार्ग दर्शावि खरो रस्तो बतावनारछो. आप निर्विकारी निराधारी, निरालंबी, अशरणी, निरूपाधिक, अज अविनाशी, अचळ, अच्छेद, अभेद, अक्षय, अशरी-री, अनावमारीछो. कर्म बंधनथी मुक्तछो. अमे विष

रूप विषयादिकना भोगी थता आत्मिक गुणरूप प्राणनो नाश करनार छीए. आप आत्म गुणना भोगी छो अमारी तथा आपनी मूळ सत्ता तथा मूळरूप एक छे. पण अमे कर्मरोग रूपि उपाधि सहित छिए ने आपे कर्म उपाधि ज्ञानरूप वज्रे करि चुरण करि नांखिने पोतानु मूळरूप प्रगट कीधुंछे. आप सर्वज्ञछो, सर्वदर्शीछो, स्वभावमां लीनछो. अमे परभावना भोगी छीए, अमे संसारनी क्रिया करवाथी जुगारि छीए अने पोतानी रिद्धि मुकीने पुद्गलनी रिद्धिमां लीन छिए तेना ग्राहक छीए तेथी चोर छीए. आप पोतानी स्त्रीजना भोगी छो अमे कुमताने वश पड्या छीए तेथी व्यभिचारि छीए. आप पोतानी समता स्त्रीना भोगीछो तेथी महा शिळवानछो. अमे अनेक जीवनो घात करीने पुद्गळना भोगी छीए तेथी आहेडी छीए आप सर्व जीवना रक्षकछो तेथी महा कृपाळछो. अमे क्रोधाग्निथी बळि रह्या छीए आपे क्षमारूपी पाणीथी सर्वे क्रोधादिक अग्नि समावी छे. अमने लोभ विषधर डस्योछे. आपे निर्लोभता रूपी

बुद्धिथी लोभरुपि विषनो नाश कर्योछे. आपे मान रूपी पर्वतोने नम्रतारूपी वज्रे करी चूरण कर्या छे, सरळतारूपी कोदाळीथी कपटरूपी मायाने मुळथी निकंदन करीछे हे परमात्मा क्यारे हुं पोताना स्वभावमां रमीश मारेने तमारे घणो अंतर पडयोछे. अज्ञानरूपी मोटा डुंगरा वचमां पडयाछे ते दिवश ते घडी अने ते पलने धन्यछे के जे दिवशे अमे ज्ञान रूपी वज्र करी अज्ञानने चुरण करीशुं.

हे पुरूषोत्तम परमधाम निवासी, सकलज्ञान व्यापक चतुःषष्टिदेवेंद्र पूज्य परमात्मा, धन्यछे तारा आत्माने के जे अनंतज्ञान दर्शन चारित्र दान लाभ भोगोपभोग वीर्य अनंत अव्याबाध स्थीर सुखमां मग्न थइ रह्योछे. धिक्कारछे अमारा आत्माने के जे रति संताप रुप स्त्रीना अनल कमळ दलकटाक्षथी लीन थइ किंपाकना फळ जेवा अस्थीर शब्द रुप रस गंध स्पर्श रूपी पुद्गलीक सुखमां मग्न थइ जन्ममरण संतापरूप दारुण चपेटाना दुःखने सुख मानी सहन करी रह्योछे

हे पवित्र परमज्ञानधारी, जेम पंखी अस्फुट स्मु

द्रमांथी चांच बोळी पोताना आत्माने तृप्त करे छे पण तेथी करीने समुद्रमांथी कांइ पाणी ओछुं थतु नथी तेम हे दीनानाथ तारा अखुट ज्ञान समुद्रमांथी अमम रखा दीन अनाथने एक लव आपके जेथी करीने अमे तारा दर्शनरूप अमृतमां तृप्त थइ तारा ध्यानमां लीन थइए.

हे शरण दायक अज्ञानतिमिरभास्कर विषय कषाय रूप राक्षसना भयथी शरण राखनार तुं एक छे, परपुद्गलथी न्यारो छे, वळी निश्चय नये करी शुद्ध छे. एवा हे स्वयंबुद्ध अमारा आत्माने चिंतामणि समान जैन धर्मनी श्रद्धानी मति आपी तेनो पयदार्णीना मेळापनी माफक तारा स्वरूपनी साथे संलग्न कर. हे दुर्वार संसार विकार वैद्य आ संसारने विषे अमारो जन्म जरा मरणादिक रोग हरण करवाने ताहरूं नाम रूपी औषध एवुं समर्थ छे के तेनु श्रवण थतांज अनिष्ट संयोग वियोगादिकनां दुःख विसरे छे. अने वळी मनमां परम सुख समूहना कल्लोल प्रगटे छे. तो वे औषध करशे तेना रोग केम नही मटे! मंटशेज हे प-

रमानंद कारीअर्हंत देव तारू नाम जगज्जीवोने परम आधार भूतछे. हे कल्याणकारी ज्ञानकळानिधान चिदानंद अरूपी तुज नित्यछे बीजुं सर्व अनित्यछे.

नमोऽर्हत् सिद्धाचार्योपाध्याय सर्व साधुभ्य :



## ચૈત્ય વંદન.

જય જય શ્રી જીનરાજ આજ મળીયે મુજ સ્વામી,
અવિનાશી અવિકાર સાર જગ અંતરજામી.
રૂપા રૂપી ધર્મ દેવ આતમ આરામી,
ચિદાનંદ ચેત્તન પ્રભુ શિવ લીલા પામી.
સિદ્ધ બુદ્ધ તુજ વંદતા સકળ સિદ્ધ વરબુદ્ધ.
રમો પ્રભુ ધ્યાને કરી પ્રગટે આતમ શુદ્ધ.
કાળ બહુ થાવર ગ્રહ્યો ભમીયો ભવમાંહી,
વીગળેંદ્રી એળે ગયો થીરતા નહી કાંઇ.
કરી પંચેદ્રી દેહમાં વળી કરમે હું આવ્યો,
કરી કુકર્મ નર્કે ગયો દરશન નવી પાયો.
એમ અનંતાકાળ કરી પામ્યો નર અવતાર,
હવે ભવતારણ તુમ મળ્યો ભવજળ પાર ઉતાર.

## स्तवन.

અબતો ઉધારો મોહે ચહાએ જીનંદરા,
રાખુ મેં ભરૂસો પ્રભુકે ચરણકો—અબ૦ ૧
સુણો શ્રી શ્રીઅંસનાથ સાચો શીવપુર સાથ.
બીરૂદ તુમારો પ્રમુ તારણ તીરણકો—અબ૦ ૨
સીંહપુરી જન્મ ઠામે પીતા વિશ્વસેન નામે,
વિશ્વરાણી કુખે જાયો કંચન વરણકો.—અબ ૩૦
વરસ ચોરાશી લાખ, આયુષ પ્રમાણ ભાખ,
લંછન ચરણ ખગ સુખકે કરણકો—અબ૦ ૪

હું તો છું અનાથ તુમ નાથનકે નાથ પ્રભુ,
તુમ બીન ઓર નહિ દુસરો સરણુકો—અબ૦ ૫
પ્રભુકે ચરણારવૃંદ પુજત હરખચંદ,
કાટીયે કરમ દુઃખ મીટીએ મરણુકો.—અબ૦ ૬

## स्तवन.

પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયોછે ખેલ. ( એ રાગ )
અર્જ તું કરજે પ્રમાણ પ્યારા પ્રભૂ અર્જ તું કરજે પ્રમાણ;૧
પરમ કૃપાળુ પદ્મ પ્રભુને, પ્રેમે પૂજુ હું નાદાન— પ્યારા. ૨
સુશીમા માતા કુક્ષે સોભે, રૂપ અનુપ નીધાન. પ્યારા. ૩
ધર રાજાના તન ધરામાં. શોભે ભાણુ સમાન. પ્યારા. ૪
જય જગ નાયક શીવ સુખ દાયક, સુણો સ્યામસુજાણ. પ્યારા. ૫
આપણું કરીને આપતો બેડા, દાસને મુકી રાન. પ્યારા. ૬
હાવો ઘાટ ઘટે નહીં તુજને, કરવો ચતુર સુજાણ. પ્યારા. ૭
ભટકી ભટકી થાકયો ભવોભવ, એજો ગયો મુજ જાન. પ્યારા૮
નર્ક નીગોદે બહુ દુઃખ પામ્યો. શું કરૂ તુજને બ્યાન. પ્યા.૯
મુક્તિ ધામી અંતર જામી. તુમથી છે શું અજાણ. પ્યારા.૧૦
હવે ચરણપર શરણે રાખો, હું છુ બાળ અજ્ઞાન. પ્યારા. ૧૧
સ્વામી શેવક ભાવ ધરીને. તુજના કરે ગુણગાન. પ્યારા. ૧૨
તાર તાર પ્રભુ તાર તું મુજને, વિનતી ધરીને ધ્યાન, પ્યારા.૧૩
બે કર જોડી નેમ નમી કહે, મુક્તિ ધો ભગવાન. પ્યારા. ૧૪

---

# ॥ ઉપદેશ લાવણી. ॥

ખબર નહી આ જુગમે પલકીરે ॥ ખબર૦॥
સુકૃત કરના હોય સો કરલે કોન જાને કલકી॥એઆંકણી॥
યા દોસ્તિહે જગવાસકી કાયા બંડલકી ॥ કાયા ૦॥
સાસ ઉસાસ સમરલે સાહેબ, આયુ ઘટે પલકી. ખબર ૧
તારા મંડલ રવીચંદ્રમા, સબહે ચલનેકી; સબ૦
દિવસ ચારકા ચમત્કાર જ્યું, વીજલિયા ઝલકી. ખબર ૨
કૂડ કપટકર માયા જોડી, કરિબાતાં છલકી; કરી૦
પાપકી પોટલી બાંધી શિરપર, કૈસેં હોય હલકી ખબર ૩
યા જુગહે સુપને કીમાયા, જૈસાબુંદ જલકી; જૈસા૦
વિણસંતા તો વાર ન લાગે, દુનિયા જાય ખલકી. ખબર૪
માત તાત સુત બંધવ બાઈ, સબજુગ મતલબકી; સબ૦
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખબર ૫
મન માવત તન ચંચલ હસ્તી, મસ્તીહે બલકી; મસ્તી૦
સત ગુરૂ અંકુસ ધરો શિસપર, ચલ મારગ સતકી. ખબર ૬
જબ લગ હંસા રહે દેહમે, ખુશીયા મંગલકી; ખુસીયા૦
હંસા છોડ ચલ્યા જબદેહી, મટીયા જંગલકી. ખબર ૭
દયા ધર્મ સાહેબકો સમરન, એ બાતાં સતકી; એ૦
રાગ દ્વેષ ઉપજે નહી જીનકુ, વીનતી અખગલકી. ખબર ૮

## માતાજી મને મેહેર કરી રજા આપોરે.

ચંદ્રપ્રભુજી પ્યારા જીનવર જયકારીરે,
તુજ મુર્ત્તિ લાગે સારી;
અનંત સુખ દેનારી. ચંદ્રપ્રભુજી.
પોસ વદી જાણું રે. દિન દ્વાદશી પરમાણુ રે,
પ્રભુજી જન્મ્યા પ્યારા;
મુજને લાગે બહુ સારા,
સીવ સુખ ના દેનારા, કરૂ સેવા તારીરે ચંદ. ૧
લક્ષ્મણા સતીમાતરે, મહાસેન રાજા તાતરે,
દોઢસો ધનુષની કાયા;
ચંદ્રા પુરીનો રાયા,
ઈંદુ લંછન પાયા, માયા કર તું મારીરે. ચંદ. ૨
દસ લાખ પુરવ ધારીરે, આયુષ સુખકારીરે.
કાંતિની શોભા સારી;
દેખીતી મોહનગારી,
જગમાં જશ વધ્યો ભારી જૈની હીતકારીરે ચંદ ૩
ત્રિભુના હેતું સ્વામીરે, કેવલ જ્ઞાન પામીરે,
છોડી કંચન નારી;
ભવિ જન બહુ તારી,
સર્વજ્ઞ પદ સારી, વર્યા શીવ નારીરે. ચંદ્ર ૪
હે તુ પરમાણંદરે વંદુ તુજને મુણંદરે.

સ્વામીજી સુખના કંદ;
કરજોડી કહે નેમચંદ,
કાપોને ભવના ફંદ સંસારેથી તારીરે, ચંદ. ૫

## (રાગ જયજય વંતી.)

સજન સદ્ગુરુ લાલ, ચરણ ન છોડુ તાલ,
મેરે તો આભર્ણ માલ, તેરોહિ ભજનહે. ૧
દોલત ન ચાહુ દામ, કામસુ ન મેરે કામ,
નામ તેરો આઠો જામ, જીઉકો રંજનહે. ૨
તેરો હું આધીન લીન, જલ જ્યું મગન મીન,
તીન જગ તેરો પ્રભુ, દુઃખકો ભંજન હે. ૩
નાભિ મરૂદેવાનંદ, નયન આનંદચંદ,
ચરન વિનય તેરો, અમિયકો અંજન હે. ૪



# અંતરલાપિકા. રાગ રામગ્રી.

સાર્થક ન કર્યું સંસારમાં, નીજ દેહને ખોઇ;
નેહ કરી બેશી રહ્યા, સાર સંસાર જોઇ. સાર્થક૦ ૧
મરણ સમે સગાં સૌ મળી, પોખસે કાષ્ટમાંહી;
ચંચલ તારી જે મેળવી, લક્ષ્મી લેશેરે લેઈ. સાર્થક. ૨
દવ લગાડશે દેહને, માંહી મુકી અંગાર;
લક્ષ તું મનમાં લેઇને, જપ સુદ્ધ નવકાર. સાર્થક. ૩
લુખું મોતીરે ઓસનુ, ગરતા થાશે ન વાર;
ભાન ભુલ્યો તું ભ્રમણમાં, વળગ્યો તેવા સંસાર, સાર્થક ૪
ઈસ થકી હાડ બાંધસે, લઇ મુજની સાથ;
હાડ ખોરી ખોરી બાળશે, ભસ્મ કરશેજ હાથ. સાર્થક. ૫
જીવ કાયામાં જ્યાં લગી, નાગ ત્યાં સુધી ભાઇ;
શ્રીફળ આપી વળાવશે, દેશે એકે ન પાઈ. સાર્થક. ૬
આડશે જે એને આભડે, હેવો કરશે પોકાર;
મતી ક્યાં તારી સુઝાઇ ગઈ, રાખ ઇશ આધાર. સાર્થક ૭
દાખશે કોરે બેશાંને, નીર નાંખશે ચક્ષ;
વાદળમાં જેવું વાદળું, થશે તેવું પ્રતક્ષ. સાર્થક. ૮
દસ દીન તુજના ગયા પછી- ડોસા ડોશીને ભાઈ;
ઝટ દઇ વીસારે મુકશે, થઈશ એકલો સહી. સાર્થક. ૯
વેળુંની જેવી ભીંતડી, ડગી જાએ સંસાર;
રીઝવો નાથ રીતી થકી, રહ્યા જે માંહી સાર. સાર્થક.૧૦
વાસના ધર્મની ધારીને, હે તરો નરનાર;
ડર-પણોછે સંસારમાં, છે નહીં કાંઈ સાર. સાર્થક.૧૧

## તોટક ભાષાન્તર.

ऋषभ भेष नमुं नमुं अजीत नमुं,
नमुं संभव जीन अभिनंद नमुं;
नमुं नमुं मुक्ति धामे रहेला,
सुमति जीन भगवंत नमुं. ऋषभ. १
पद्म प्रभु जीन पद्मवरणु तनु,
सुपार्श्वचंद्रजीनंद नमुं. ऋषभ. २
सुविधि सीतल श्रेयांस जीनेश्वर,
वासु पुज्य प्रभु नीत्य नमुं. ऋषभ. ३
विमल अनंत प्रभु धर्म धुरंधर,
शांती सांती करकुंथु नमुं. ऋषभ. ४
अरमल्ली मुनि सुव्रत वासमा,
नमिनाथ नेमि जीन नमुं. ऋषभ. ५
तेवीसमां पासपास सेवीत पद,
महावीर वर्धमान नमुं. ऋषभ. ६
जैन प्रवर्तक मंडल जीनना,
गुण भाखो अहनीस नमुं. ऋषभ. ७

## સ્તવન.

(રાગ. ધિક્ઃપુત્રાધિક મુજને)

સુણ સુપાર્શ્વ સોહંકરા, મહીમાં જગમાં તુમારો,
સાંભળો આવ્યો પાસ હું, દુઃખ ભવના નિવારો. સુણ. ૧

આપ વિના અવનો પરે, સહ્યાં કષ્ટ હઝારે,
હરનિશ ક્રોધ થકી ભર્યો. કરતો નીચ વિચારો. સુગુ. ૨
ગાઢો રહ્યો ઇંદ્રિ પાંચને, વ્રતચિત્ત નધાર્યાં,
ત્રશ પણ નવી ગણકારીયાં, હરતે થાવર માર્યાં. સુગુ. ૩
ચોરી કરી ચિત્ત ચાહીને. રસના સ્વાદને, ટાળ્યો,
ભગવંત આગ્ના ભાગીને. નહીં સંજમ પાળ્યો, સુગુ. ૪
મનુષ્ય જન્મ હું પાંમીને, મોહ વશ બહુ પડીયો,
પરદારાને દેખીને, મુજ મન ત્યાં જઈ અડીયો. સુગુ. ૫
ક્રોધ, માન. માયા, લોભથી, પીંડ પોખિને ભરીયો.
શુદ્ધ બુદ્ધ સઘળી ભુલી જઇ, ભવ અબ્ધિમાં પડીયો. સુગુ. ૬
હિરણ્ય લેવા હાથથી. કુડા કર્મ મે કીધાં.
દીન દરિદ્રી દુભવા, પાપ વોહોરીને લીધાં. સુગુ. ૭
અસક્ષ નવી ગણકારતો, રયણી ભોજન કરતો,
સેવા તમારીને મુકીને, નીંદા કરવાને ફરતો. સુગુ. ૮
ભવ અનંતા હુ ભમ્યો, માહા વ્રત પંચ ન પાળ્યા,
સમદગ ભાવ નિવારીને, વ્રત બારને ટાળ્યાં. સુગુ. ૯
ધન્ય નરો છે જેમને, ક્રોધ લોભને ત્યાગી,
મોહ માયાને છોડીને, જે થયા છે વૈરાગી. સુગુ. ૧૦
જગ હીતકારી જીનવરા, વિનતડી મન ધારો,
કહે પણધર પ્રીતિ થકી. ભવજળ પાર ઉતારો, સુગુ. ૧૧

---

અબતો ઉધાર્યો ચહિયે કૃપાનિધિ અબતો ઉધાર્યો
ચહિયેરે એ ટેક.

દીન દયાળ દયાનિધિ આગે
૬ અમને દુઃખકી કહીયેરે અબ૦ ૧

જાતયોનિ કુલ કોડિય તામે
કેતે ભવ દુઃખ સહિયોરે
દેશ વિદેશ પુર ગામ નગર સબ
કરતો ફિરતો રહિયોરે આ૦ ૨
એસો ન રહ્યો એકોઇ થાનક
મરણ વિના કાએ પઇયોરે, યે
વાપે સુછમ બાદર પુદગલ
પરાવર્તસુ ગહિયોરે આ૦ ૩
કાલ અનંત ગયો મોએ ભટકત
પાયો ભવ યામહિયોરે
એસી સાહેબ મુજ પર ગુજરી
ક્યા કહુ બાત સદહિયોરે આ૦ ૪
મુજસમ પતિત અવર નહુ દુજો
જગમે કોય ન લહિયેરે
પતિત ઉધારન બિરૂદ તમારો
કહે અમૃત નિર વહિયેરે. ૫

---

## આરતિ.

શ્રી શાંતિ જીનપતિ, પ્રભુ કરૂં હું આરતી;
રોગ શોગ જન્મ મરણ ભય નિવારતી. ટેક.
અચિરા નંદન સવી દુઃખ ભંજન વિશ્વસેન કુળચંદ;

ગજપુરવાસી સહજ વિલાસી ત્રીભુવન નયનાનંદ. શ્રીશાંતિ.૧
આર્જવ, માદવ, ખાંતિ, મુકિત, ઇત્યાદીક ગુણ તુજ.;
ક્રોધો, લોભી, કપટી, માની આદિ દુર્ગુણો લુંજ. શ્રીશાંતિ. ૨
હરિહર બ્રહ્મા કામ તણે વશ પડયા સ્ત્રીને પાસ;
વિક્રમ થકી તેં એક ધકે તેનો કીધો નાશ શ્રીશાંતિ. ૩
તારક, ધારક, ભવભય વારક નાયક શિવપુર સાથ.
લાયક, દાયક, અક્ષય સુખનો ત્રિભુવન કેરો નાથ. શ્રીશાંતિ.૪
રિદ્ધિ. સિદ્ધિ, અતિશય બુદ્ધિ પ્રગટે પુન્ય પસાય;
તેથી પુન્ય અનંતુ હોવે તો પ્રભુ દર્શન થાય. શ્રીશાંતિ. ૫
અવસર પામી સેવા સ્વામી અતિ બહુ માને કરીયે;
મુળચંદ પ્રભુ શરણે આવી, ભવસાયરથી તરીયે. શ્રીશાંતિ.૬

## મંગલ દીવો.

ચ્યારો મંગલ ચ્યાર આજે મારે ચ્યારો મંગલ ચ્યાર;
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આજે. ૧
છીનુ છીનુ છીનુ મન મોહન ચરચો, ધસિ કેસર ઘનસાર. આ.૨
વિવિધ જાતકે પુષ્પ મંગાવો, મોઘર લાલ ગુલાબ. આજે.૩
ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજે.૪
હરખ ધરી આદેશ્વર પૂજો, ચોમુખ પ્રતીમા ચ્યાર. આજે.૫
હૈએ ધરી ભાવ ભાવના ભાવો, જીમ પામો ભવપાર. આજે.૬
સકલચંદ સેવક જીનજીકો, આનંદ ઘન ઉપગાર. આજે.૭

# स्तवन.

પુર્ણ થયો છે ખેલ સજનો. (એ રાગ.)

મલ્લીનાથ ભગવાન ભાવે ભજો મલ્લીનાથ ભગવાન;
જયંત નામ વિમાનથી ચવીને, જન્મ્યા મીથીલા
પુરસ્થાન. ભાવે. ૧
માતા નામ પ્રભાવતી કહીયે પિતા કુંભ રાજાન. ભાવે. ૨
છએ ઋતુના પુષ્પ સજ્જાની માની ઇચ્છા નિદાન. ભાવે. ૩
દેવતાએ પુરી કરી ઠરાવ્યું, મલ્લીનાથ અભિધાન. ભાવે. ૪
ઇન્દ્રે જન્મ મહોત્સવ કીધો, મેરૂ શિખરે ૬૪ માન, ભાવે ૫
પચીસે ધનુંષ પ્રમાણુ શરીરનું, કુંભ લંછન નીલવાન ભાવે ૬
આયુષ વર્ષ પંચાવન સહસ્રનું, ભોગવી ગયા શીવ સ્થાન. ભાવે ૭
જૈન પ્રવર્તક સભા મળીને, વંદી કરે ગુણગાન. ભાવે. ૮
મલ્લીનાથ ભગવાન ભાવે ભજો મલ્લીનાથ ભગવાન

---

શ્રી યુક્ત બાબુ સાહેબ ધનપતસિંહજીરાય બહાદુરની તરફથી પુસ્તકના ભંડાર ઘણે ઠેકાણે આપાયા છે અને અ-પાય છે તેથી જ્ઞાનનો ઉદ્ધાર સારો થશે. આમાંનો એક ભંડાર આ સભાને પણ મળ્યો છે તે મોટા ઉપકાર સાથે સ્વીકારવામાં આવ્યો છે.

શા. હીરાચંદ કકલદાસ
જૈન સભાના વ્યવસ્થાપક.

---



## સૂચના.

આ ચોપડી પાંજરા પોળની ધર્મશાળામાંથી રવી-વારની સાંજે મળશે અથવા ગાંડવીની પોળમાં નાગ-જીભુદરની પોળમાં શા. હીરાચંદ કકલદાસ પાસેથી મળશે.